# આપઘાતમાં સમાયલા જોખમો.

મુફત.

લખનાર—નશરવાનજી ફરામજી બીલીમોરીયા.

[ સુધારેલી બીજી આવૃતી. ]



જે પ્રજા મીનાઇ સુધારાને પડતો નાખી માત્ર ખાકી સુધારાની પાછલ મંડે છે, તે પ્રજા પોતાને ખોદાપરસ્ત કેહેવાડવા છતાં નાસ્તીક અથવા અનીતિવાન થતી જાય છે. એવી પ્રજાઓમાં અનીતિ વધે છે એટલુંજ નહીં, પણ આપઘાત જેવા જનુન અપરાધો પણ સરેરાસ વધે છે. "ફોર્ટનાઇટલી રીવ્યુ" અને બીજાં વગવાલાં ઈંગ્રેજી માહવારી ચોપાનિયાંઓનાં વિદ્વાન લખનારાંઓએ ગણુતરી અને સાહદતો ઉપરથી પુરવાર કીધું છે કે, જે દેશોમાં "સુધારા" ને નામે ખાકી એશઆરામ પાછલ દોડધામ થાય છે, તે દેશોમાં આપઘાતના અપરાધની સંખ્યા દીનપર દીન વધતી જાય છે. હિન્દુસ્તાન તરફ નજર કરતાં માલમ પડશે કે, અહીં પણુ જે કોમ ખાકી સુધારાનાં સંબંધમાં લગભગ યુરોપીયન કોમો જેવીજ ગણાય છે, તેમાં આપઘાતના ગુનાહની સંખ્યા સરેરાસ વધતી માલમ પડે છે. પારસીઓમાં હવે આપઘાત આગલ જેવા અસાધારણુ ગણુાતા નથી, પણ સાધારણુ ગણુાવા માંડ્યા છે. મી૰ બહમનજી બેહરામજી પટેલે થોડાક વખતપર કેટલીક મેહેનતથી "મુંબઈના પારસીઓમાં આપઘાત" વીશેની સને ૧૮૮૩ થી ૧૮૯૪ સુધીનાં બાર વરશની ગણુતરી ઉપજાવી કાહડી મુંબઈની એન્થ્રોપોલોજીકલ સોસાયટી આગળ રજુ કીધી હતી. તે ઉપરથી માલમ પડે છે કે, પારસી કોમમાં આપઘાતની સરાસરી મુસલમાનો કરતાં સાડાત્રણુ ગણી વધારે અને હિન્દુ તથા ક્રીસચીયનો કરતાં બમણીછે. મુંબઈની ૮.૨૧.૭૬૪ માણસની વસ્તીમાં દર વરશે ૯૦ આપઘાતની

સરાસરી લેતાં દર દસ હજાર માણસે એક આપઘાત થાય છે. પણ પારસીઓની ૪૭,૪૫૮ માણસની વસ્તીમાં દર વરસે ૧૧ આપઘાતનુ પ્રમાણ આવે છે. મજકુર બાર વરસમાં થયલા આપઘાતોમાં દેવાના વગેરે માણસોના આપઘાતને બાદ કરી જે સંખ્યા જણાવામાં આવેછે તે ઉપરથી આપણને કાંઈ તોલ કરવાનુ બની આવશે:—

| | |
|---|---|
| ૧૨ કલાર્કો. | ૨ બબરચીઓ. |
| ૧૦ વિદ્યાર્થીઓ. | ૨ રેલવે નોકરો. |
| ૯ બેકાર માણસો. | ૧ મ્યુનીસીપાલીટીનો નોકર. |
| ૮ ધંધાથી ખલાસી પામેલા. | ૧ ઈંટાંવાળો. |
| ૭ સુથારો. | ૧ પરિશીષ્ટ લખનાર. |
| ૬ દુકાનદારો. | ૧ કંપોઝીટર. |
| ૬ ધર્મ ગુરૂઓ. | ૧ ઉઘરાણી કરનાર. |
| ૪ દલાલો. | ૧ વાહનનો સુથાર. |
| ૪ રીટરો. | ૧ મીઠાઈ બનાવનાર. |
| ૩ વેપારીઓ. | ૧ સોલીસીટર. |
| ૩ કલાલો. | ૧ કાર્ટીંગ એજંટ. |
| ૩ નોકરો. | ૧ પકીંગ બાક્સ મેકર. |
| ૩ ઘડીયાલીઓ. | ૧ પીપ બનાવનાર. |

ઉપલી ટીપ ઉપરથી સાફ માલમ પડે છે કે, આપઘાત કરનારાઓમાં ઉદ્યોગી કરતાં બેકાર માણસોની સંખ્યા વધારેછે, તેમજ અભણ કરતાં ભણેલાં માણસોની સંખ્યા પણ વધારે છે. એટલુંજ નહીં, પણ ગોયા કેળવણીની શરૂઆતમાંજ આપઘાતનુ બળ વધતું હોય એમ જણાયછે; અને તે આજની કેળવણીની બીજી ખામીઓમાંની એક ખામી જાહેર કરેછે. તેનુ કારણ પણ દેખાઇતુંજ છે કે, મેહેનતુ વર્ગ કરતાં "કેળવણી" પામેલા વર્ગમાં જેમ સંતોષ ઓછો હોય છે,—બલકે તે ભાગ્યે શીખવવામાં આવતો હોય—તેમજ સંસારમાં પડતાં દુઃખો ધીરજથી સહન કરવાની શકતી પણ કમી હોયછે. અમુક આપઘાતનું કારણું અમુક સંજોગો વચ્ચે હોવાથી તે વિસ્તારવાની કે સમજાવવાની અહીં મકસદ રાખી નથી; તોપણ તેમાં સમાયલા જોખમો વિષે કેટલીક જુસતેજો કરવાની મતલબ રાખી છે; અને ઉમેદ છે કે તે ઉપરથી દરેક જણ તેને અટકાવવાના અથવા ઓછા કરવાના ઉપાયો સુચવી શકશે.

## મરણ પછી હસ્તી.

જે વિદ્યાથી એક માણસ બીજાં માણસને પોતાની મરજીને વશ કરીને પોતે ચાહે તેવાં કામો વશ કીધેલાં માણસ પાસ કરાવે છે,

તે વિદ્યાને ઇંગ્રેજીમાં "મેસમેરીઝમ" અથવા "હીપનોટીઝમ" કરી કેહેવામાં આવે છે; વશ કરનારને "મેસમેરાઈઝર" અથવા "હીપનોટાઈઝર" કરી કેહેવામાં આવે છે; અને વશ થનારને "મીડીયમ" અથવા "સબજેક્ટ" કરી કેહેવામાં આવે છે. એ વિદ્યાના કેટલાક પ્રકાર હોય છે; પણ તેના ઉંડાણમાં ઉતરવાની જરૂર નથી; માત્ર એટલુંજ કેહેવું બસ છે કે એ વિદ્યા અસલના વખતથીજ હિન્દુસ્તાનમાં "વશીકરણ" એટલે વસ કરવાની વિદ્યાને નામે જાણીતી છે. યુરોપના આગળ વધેલા વિદ્વાનોથી સુદ્ધાં હવે એને "વેહેમ" કેહેવાઈ શકાતો નથી; કારણકે તેઓને એ વીશે સાબેતી મલવાથી તેઓની પક્કી ખાતરી થઈ છે. "હીપનોટાઈઝર" સામાં માણસને પોતાની નજરના બળથી તેમજ હાથના આંગળાંની ચોક્સ હીલચાલથી બેસુધ કરે છે, અને તે પછી પોતે જે ધારે તે કામ પેલાં બેસુધ કીધેલા માણસ પાસ કરાવે છે;—ગમે તો "સબજેક્ટ"ના મનપર આગમચથી ઠસાવેલાં કામો તે સુધીમાં આવ્યા પછી કરે છે; અથવા બેસુધ હાલતમાંજ જો તેને એવું ફરમાવે કે ચોક્સ વેગળાઇએ કે બીજા શેહેરમાં શું બને છે તે કહે, તો તે તે પ્રમાણે કહી શકે છે.

આ ઉપરથી એક વાત સિદ્ધ થાય છે કે, શરીર એક ઠેકાણે રેહેવા છતાં હોશ અથવા ભાણ, જે રવાનની બીજી ખાસીયતોમાંની એક ખાસીયત છે, તે શરીરથી છુટ્ટુ પડી બીજે ઠેકાણે જઈ તેનાથી બને તેવું કામ કરી શકે છે. તે ઉપરથી એક બીજી સાબેતી એ મળે છે કે શરીરનો નાશ થવા છતાં હોશ અથવા ભાનનો, નાશ થતો નથી, પણ શરીરનાં જડ તત્વો છુટાં થયા છતાં બીજી હાલતમાં તે કાયમ રહેછે.

શરીરથી છુટું પડેલું ભાણ કોઈ પણ આધાર વગર વીખરાયલું હોય એવું આપણા ધ્યાનમાં આવતું નથી. તે જ્યારે એક જગાથી બીજી જગાએ જઈ શકે છે, ત્યારે તેને તેમ કરવાને કાંઈ આધાર હોવો જોઇએ. તે આધાર શરીર જેવો જડ નહી તોપણ સુક્ષમ હાલતમાં હોવો જોઈએ. તે "કાલબુદ" કેહેવાય છે. આ કાલબુદ જે તત્વનું બનેલું છે તે તત્વને યુરોપીયન વિદ્વાનો "ઈથિર" કહે છે. એ ઈથિરના કાલબુદપર શરીરનું બંધારણ થાય છે. એ કાલબુદને અવસ્તા ભાષામાં "કેહેરપમ" કેહેવામાં આવે છે. (જુઓ બેહેરામ યસ્ત, યજશને હા ૫૪, ફ઼ા. ૧.) ફારસીમાં તેને "કાલેબ" કેહવામાં આવેછે; અને સંસ્કૃતમાં "લીંગ શરીર" અથવા "શુક્ષમ શરીર" કેહેવામાં આવેછે. એવાં શરીરની હસ્તીની સાબેતી જડ શરીરના કાપી નાખેલા અવયવોથી પણ મળેછે.

## કાપી નાખેલા અવયવો.

જેઓનાં શરીરના અવયવોમાંનો કોઈ ભાગ કાપી નાખેલો હોય છે, તેઓમાંનાં કેટલાંકો કોઈ કોઈ વાર એવી ફરીયાદ કરતાં જણાવવામાં આવે છે કે, કપાઈ ગયલા ભાગ તરફ તેઓને કાંઈ દુઃખ અથવા ખુજવાટ થાય છે. દાખલા તરીકે, જો એક માણુસનો કાન કાપી નાખવામાં આવ્યો હોય, તો તેનો જખમ રૂજાઈ જવા છતાં, અને તે કાનની હસ્તી દેખાઈતી રીતે ત્યાં નહી હોવા છતાં, તે કાન પર દુઃખ થતું હોય એમ લાગે છે; તે માણુસ તે કાન પર ઘવડવા જશે, તો જો કે કાનની હસ્તી તો ત્યાં દેખાતી પણ નથી. આથી તે ઘણું કરી ગોયા કાનના ભાગ આગલ હવામાં ઘવડતો હોય એમ દેખાશે.

કાપેલા અવયવનો બાકી શરીરને લગનો ભાગ જો કે છુટો પડી ખાક થઈ જાય છે, તોપણ તેનું આકાશી "કાલબુત" હજી જીવતા ભાગ સાથ સંબંધ ધરાવતું હોવાથી, જે દુઃખ તે "કાલબુત" માં થાય છે તે જીવતાં માણુસને લાગે છે. કોઈ પુછશે કે આ "કાલબુત" જેવી હસ્તી માત્ર ખ્યાલી છે કે ખરેખરી? તે આ હસ્તીના જેવીજ વાસ્તવીક અને ખરેખરી છે; પણ હોશની જુદી જુદી હાલત મુજબ તે ખરી કે ખેયાલી લાગેછે. દાખલા તરીકે, હોશ હમણા જ્યારે જડ શરીરમાં કામ કરેછે, ત્યારે જડ હસ્તી ખરી લાગે ને બીજી ખેયાલી લાગે; પણ હોશ જ્યારે શરીરથી છુટો પડી બીજી હાલતમાં કામ કરેછે ત્યારે તે હસ્તી ખરી લાગે અને આ જડ હસ્તી સ્વપ્નરૂપ કે ખેયાલી લાગે.

આ મુજબ મરણ પછી જડ શરીરના તત્વો વીખરાઈ જવા છતાં, કાલબુદ અને હોશ બીજી હાલતમાં હસ્તી ધરાવેછે, એવું આજની વિદ્યાથી પણ સાબેત થઈ શકે છે.

જેમ કેટલાંકો ધારે છે તેમ, મરણ બાદ જીંદગીની સઘલી ખટપટોનો છેડો આવતો નથી; મરણબાદ કાંઈ છે. ત્યારે જે કાંઈ બાકી રહેછે તેને, આપઘાતથી મરણ નીપજ્યું હોય તો, કાંઈ હરકત કે દુઃખ છે કે નહી તે તપાસવાની જરૂર છે.

તેનો ખુલાસો કરવાં પહેલાં માણુસ શાનું બનેલું છે તે તપાસવાની જરૂર છે. જરથોસ્તી ધર્મ મુજબ માણુસના તત્વો નીચે મુજબ છે:—

૧ લું—**તનવસ** અથવા શરીર, જે વિષે અત્રે કાંઈ જણાવવાની જરૂર નથી, કારણ કે તે જડ છે અને સર્વ તેને જાણે છે.

૨ જું—કહેર્પસ અથવા કાલબુદ, માણુસનાં ઉપલાં બાકી શરિરમાં રહેતું વધારે પ્રવાહી શરિર છે, અને તેનું તત્વ ચંદ્રમાના જેવા ચળકાટ-વાળું હોય છે.

૩ જું—ઉશ્તાનસ, જે શરિરને ગતી આપે છે.

મરણ પછી ઉપલાં ત્રણુડે તત્વો વીખરાઈ જાય છે.

૪ થું—તેવીષીશ સર્વ બુરી લાગણીઓ અને સંકલ્પોનું રૂપ છે. સર્વે બુરી ઇચ્છાઓ, હવસો, વગેરેનુ એ ઘર છે. મરણ પછી એ અચીશતેમ નામની હાલતમાં ભટકયા કરે છે, પણ અંતે વીખરાઈ નાશ પામે છે. દરૂજ વગેરે આ ભટકતાં રૂપમાંથી ઉત્પન્ન થાય છે.

૫ મું—મનસ; તેના બે પ્રકાર છે: એક તેવીષીશ તરફ વલાણ લે છે અને બીજો બુદ્ધિ તરફ વલાણ લે છે. જે ભાગ તેવીષીશ તરફ ઢળે છે તે મરણ પછી તેની સાથે મળી કેટલોક વખત ગયા પછી નાશ પામે છે; પણ મનસના જે ભાગ ઉપર બુદ્ધિ પ્રકાશેછે, અને જે જીંદગીના સર્વ અનુભવો ગ્રહણ કરે છે, તે મરણ પછી બઓધામ અને ફ્રવષી સાથ મળી જઈ બેહેસ્તી હાલતમાં રહે છે.

૬ ઠું—બઓધામ અથવા બુદ્ધિની મારફતે ફ્રવષીને મળાય છે, જેનામાં સંપૂર્ણ બુદ્ધિ હોય તે બુધ્ધ અથવા પેગમ્બર કેહેવાય છે. આ બુદ્ધિને સાધારણ વપરાતા શબ્દ બુદ્ધિ (physical intelligence) સાથ ભેળી નાખવી નહીં. એ બુદ્ધિ ખોદાઈ જ્ઞાન અથવા અક્કલને લાગું પડે છે.

૪ થુ, ૫ મુ અને છઠુ તત્ત્વ સાથે મળી રવાન ગણાય છે, જેમાં તેવીષીશ રવાનનો મટી તરફ ઢળતો ભાગ છે, મનસ માણુસાઈ મધ્યમ ભાગ છે, અને બુદ્ધિ ખુદા તરફ વળાણ લેતો ભાગ છે.

૭ મુ—ફ્રવષી દરેક ચીજનો અમર મીનોઈ નમુનો અથવા તેનો ખોદામાં રેહેતો ખોદાઈ અંશ છે.

## આપઘાત કરવાનું સામાન્ય કારણ

ઘણું કરી એ હોય છે કે, આપઘાત કરનાર માણુસ પોતાના રવાનની પવિત્રાઈ અને મોટાઈ ભુલી જાય છે; અને ઘણું કરી આ દુનિયામાં તે પોતાને દુ:ખી સમજે છે. કોઈ માની લીધેલાં, દેખઈતાં કે ખરાં દુ:ખથી હારી ખાઈ તે એવું સમજે છે કે "જો મોહોત આવે તો સઘળાં દુ:ખનો છેડો આવે." પણ

## આપઘાતથી આણેલાં મોહોતથી દુ:ખનો છેડો આવતો નથી—તે વધે છે.

મરણ પછી તુરતજ ધારેલું સુખ, હંમેશનો છુટકારો, કે બેહેસ્ત મલતું નથી; પણ અવસ્તામાં જેને અચીશતેમ કહેવામાં આવે છે તે હાલતનું ભાણ થાય છે. આ હાલતને વંદીદાદની ઓગણીસમી પરગર્દમાં ચોકસ રૂપે નીચે પ્રમાણે જણાવી છે :—

"તે માણસ જાય છે; પછી દેવો, બુરા મીનો અને તેઓને પેદા કરનાર આસપાસ ભટકવા આવે છે . . . ત્યારે વિજરૅષો નામનો દેવ, ઓ જરથુસ્ત્ર, . . . બુરાઓનાં રવાંનોને બાંધીને ઘસડી જાય છે:—કારણકે બુરાને લગતો તથા ભલાંને લગતો અહુરમજદના પેદા કીધેલા ચીનવદ પુલ ઉપર પોંહોચેછે."

આપણને અહીં જોવાનું છે તે એ કે, મરણ પછી સુખ-દુ:ખનું ભાણ રેહે છે કે નહીં. ડૉક્ટર હાર્ટમેન કહે છે કે "આપઘાતના દાખલાઓમાં જેને જીવ કેહેવામાં આવે છે તે, ઉપરનાં ભુવનો ઉપરથી જોતાં માત્ર સ્વમરૂપ હોવા છતાં, ખાકી શરિરના મરણ પામવા પછી પણ ચાલુ રહે છે; અને જેને ભાણ કહીએ છીએ તે કેહરપમ સાથે રહે છે. ત્યારે હવે એવાં કમતાલે માણસોની લાસને કેમ ઠેકાણે પાડવી એ વિષે એક ગંભીર સવાલ ઉઠે છે: કારણ કે જ્યાં ભાણ હોય ત્યાં લાગણી પણ હોય; અને જ્યારે એવા દાખલાઓમાં કેહેરપમ અને લાસ વચ્ચે આકર્ષણીક સંબંધ રેહેતો જણાવવામાં આવે છે, ત્યારે તો આપઘાત કરનારનાં મરણ પછી તેનો સંબંધ તેના શરિર સાથ રહે એ બનવા જોગ છે. ત્યારે જે ચુંથણા અથવા વેદના આપઘાત કરનારનાં શરિર ઉપર થાય છે, તે વિશેની લાગણી ચોકસ સંજોગો વચ્ચે તેથી છુટા પડેલા માનવીને બહુ તીક્ષણપણે લાગવી જોઈએ."

આપઘાતથી થયલુ મોહોત કુદરતી નહીં હોવાને લીધે સુખ અને દુ:ખની લાગણી ઘણુ કરી જેમને તેમ રેહે છે અને તે હાલત ધ્યાનમાં લાવીને લગભગ તેને મળતી હાલતનુ જે વર્ણન વૈદ્યશાસ્ત્રીઓ આપે છે તે કદાચ અત્રે ઉપ્યોગી થઈ પડશે :—

"ઘણા ખરા દાખલાઓમાં મનની ક્રીયાઓ તદનબંધ પડે છે. ચામડી મારફતે હુશીઆરી લાવનારી ગમે તેવી જલદ દવાથી પણ હુશીઆરી આવતી નથી, કે નથી તેની કંઇ નીશાની માલમ પડતી; અને હોશમાં આવયા પછી બેભાન હાલતમાં શું બન્યું તેની યાદદાસ્ત રહી શક્તી નથી; પણ કેટલાક દાખલાઓમાં ફકત મરજી અથવા ઇચ્છાશક્તિ

જતી રહેછે અને જો કે દરદી હોશ ધરાવતો હોય એવી જરા પણ નીશાની દેખાડતો નથી, તે છતાં **તેની આસપાસ જે કાંઈ બને છે તે તે જાણે છે.**"—(કવેનની દવાની ડીક્ષનરી.)

ત્યારે એક આપઘાત કરનાર જો આ દુનિયાંમાં આવી પોતાનો અચીશતેમ વંધુહીમનો અનુભવ આપણને કેહેવા માગે તો તે શું કહી શકે?

"મારૂં કાલબુત જે તત્વનું બનેલું હતું તેનો એકે એક રેસો અને તંતુ કદી છુટે નહીં એવી રીતે એક બીજામાં જોડાયલાં હતાં; અને હવે મને માલમ પડયું કે, જે તત્વમાંથી તે ઉત્પન્ન થયું હતું તેમાં પાછું પીગલી ગયાથીજ મારો છુટકો થઈ શકે. મટી: જળ: હવા: પ્રત્યેક તત્વ સ્વચ્છ: તે છતાં પોત પોતાના અસલ તત્વમાં મલી જવાને ગોયા બલવો કરતાં હતાં. અને પેલો દેવ **કીડો!** તે તો જરાએ જંપ્યા વગર પોતાનું કામ કર્યાંજ જતો હતો. તે છતાં તે તૃપ્ત થાય નહીં! તેનો ચટકો અને તેની પીડા તો મુએલાંજ જાણે! જીવતાં માણસનાં માંસમાં તેનાથી થતું ખેદકારક દુ:ખ તો મારાં દુ:ખ આગલ એક ખુશાલી ગણાય! આ ભયજનક નાપાકી, તેની પલીદી, અને દુ:ખ, મારાં 'ભુત' વિષેનું ભાણ, એ સઘલું જીવતાં માણસ કરતાં મને ઘણું તીક્ષણ રીતે લાગતું હતું. અરે! આ ત્રાસદાયક બંધીખાનાંની ભયંકર-અને કમકમાટ ભરેલી પીડા!"

આગળ આપેલા "વંદીદાદ"ના પેરેગ્રાફની ગોયા આ શરેહ હોય એમ માલમ પડેછે. વળી આગળ ચાલતાં એવો જીવ એવું બોલતાં દેખાડવામાં આવ્યો છેકે—

"બદી અથવા પાપ કરવાને જે રવાનોની જીંદગી બહુ ટુંકી હતી, અને કુદરતથી નીરમાંન થયલા દીવસ સુધી વાસ્તવીક રીતે જેઓએ પોતાની જીંદગીનો વખત મટીના પુતલાંમાં રહીને કીધો હતો, તેઓનાં અમર ભાણ તેઓની ભલાઈના બદલામાં રોશણીના રાજ્યમાં* શાંતપણે આસાએસમાં હતાં; પણ જેઓ મારાં જેવાં મારી સાથે વસ્તાં હતાં તે રવાનો મારી માફક તેઓની જીંદગીના છેડાની અધીરાઈથી રાહ જોતાં હતાં.† મારી સોબતમાં મારાં જેવાં પોતાને હાથે પોતાનું જબરદસ્તીથી ખુન કરી ફાની જીંદગીને વધારે ટુંકી કરનારાંજ એકલાં નહીં, પણ લોભી અને વિષઈ, જેઓ પોતાના બુરા હવસો અને બદીમાં ગીરફતાર થયલાં, એવાં ડચકાં ખાતાં રવાનો પણ તેઓના છુટકારાની રાહ જોતાં હતાં."—(**પાથ,** પુ. ૪, અંક ૮)

---

* સરખાવો વંદીદાદ, ફરગરદ ૧૯ મી, ફ. ૩૨ મો:—"ખુશાળીથી હરખમા આવીને અશો માણસોનાં રવાન અહુરમજદના સોનેરી તખત ભણી, અમેશાસ્પંદોના તખતો ભણી, અહુરમજદના મકાન, અમેશાસ્પંદોના અને બીજા અશોઓનાં મકાન ગરોન્માન ભણી આગળ વધેછે." † કરણીના કાયદા પ્રમાણે જીંદગીનો છેડો આવવાના વખત આગમચ આપઘાત કરનારને તે વખત આવે ત્યાં સુધી આ હાલતમાં રહેવું પડે છે.

આ પ્રમાણે જે માનવી એમ સમજે છે કે આપઘાત કર્યાથી સઘળાં દુઃખોનો અંત આવે છે, તે, પોતાના ખુદ વિષેનાં જ્ઞાનથી અજાણ હોવાને લીધે, ભુલ કરે છે. આપઘાત કરી તે પોતાના માની લીધેલાં, દેખઈતાં કે ખરાં દુઃખનો અંત લાવતો નથી; પણ તે દુઃખ માત્ર બીજે રૂપે વધારે છે. દાખલા તરીકે, એક ખરેખરો દુઃખી દેખાતો માણસ લઓ. તે જો હૈયાત હોય તો તેના દુઃખનો ઉપાય થઈ શકેછે; અને તેનું દુઃખ કદી મટે નહીં એવું હોય તોપણ તેના ઉપાયો લેવાયાથી કેટલેક દરજ્જે તે ઓછું થઈ શકે છે. પણ જ્યારે તેનું શરિર નાશ પામે છે ત્યારે તે પોતાનાં સગાં, વ્હાલાં કે સ્નેહીઓ આગલ હાજર થઈ શકતો નથી; અને છાયારૂપે જો હાજર પણ થાય તો તે છાયા જોવાને સર્વ માણસો એક સરખી રીતે લાયક હોતાં નથી: તેથી તે ઉપર કોઈ ધ્યાન આપતુ નથી. તેથી આપઘાત કરનારને મરણ પછી તેના દુઃખની ફરીયાદ કરી તેના ઉપાયો મેલવવાને જેટલું મુશકેલ પડે છે એટલું જીવતાં જીવત પડતું નથી. આથી, જેમ ઉપર જણાવ્યું તેમ, જ્યાં લગી કરણીના કાયદા પ્રમાણે નીરમાણ થયલી ઘડી આવી પોંહોચે ત્યાં લગી આપઘાત કરનારના રવાનને તરેહવાર તૃષ્ણાઓ વગેરેના ભાણથી પીડાવું પડે છે, જે સર્વ તૃપ્ત થવાનાં સાધનો અચીશતેમ વંધુહીમમાં હોતાં નથી.

વળી કરણીનો કાયદો અને ઇશ્વરી કેવળ ઇનસાફ અહીં ધ્યાનમાં લેવાનો છે: અધુકડે આણેલાં એવાં મોહોતમાં મરનારની બાકી રહેલી કરણીનું ફળ જે હજી ભોગવવાનું રહી ગયું હોય તે, તેને નવો જન્મ લઇ, પુરૂં કરવું જોઈએ. એ પ્રમાણે ફળ પ્રાપ્ત કીધા વગર કુદરતમા જે કેવળ્ય ઈનસાફ છે તેના હાથથી છટકી શકાતું નથી. ત્યારે દુઃખથી હારી ખાઈ જે માણસ પોતાનો પ્રાણ પોતાને હાથે ખુએ છે, તેને તે દુઃખ વીઆજ સાથે પાછું સ્વીકારવાને તૈયાર રેહેવું પડે છે.

વળી તેઓ પોતે પોતાને દુઃખ આપે છે, એટલુંજ નહીં પણ એવા

**આપઘાત કરનારાં અનદીઠ રીતે જીવતાં માણસોને પણ હેરાન કરે છે.**

રવાનનો* સંબંધ શરિરથી છુટો પડવાનો વખત પાકો થયા આગમચ જે મરણો અકસમાત અથવા કવખતે નીપજ્યાં હોય, તેઓને કર્મીક કાયદા પ્રમાણે જ્યાં સુધી મરણનો વખત આવે ત્યાં સુધી જો કે પૃથ્વિના આકર્ષણમાં રેહેવું પડે છે, તોપણ તેઓ અરધી હોશવાલી હાલતમાં રેહે

* Spiritual Soul.

છે: તેથી તેઓને સંપુર્ણ ભાણ હોતું નથી. પણ આપઘાત કરીને મરણ પામેલાં તથા બહુ વિષઈ માણસોના રવાનો તો અચીશતેમ હાલતમાં તેઓ કેમ રહે છે તેનું સંપુર્ણ ભાણ ધરાવે છે. એવી હસ્તીઓ પૃથ્વિની આસપાસની બીજી હસ્તીઓને વલગીને ભટકયા કરે છે, અને જે છુટકારો થવો જોઇએ તેનાથી બીહીને તેથી છટકવાને તરફડીયાં મારો છે. ખરૂં ખોટું પારખવાની શકિત* છુટી પડી જવાથી, તેમજ તેઓન બુરા વસોથી દોરાવાને લીધે, તેઓ જુદી જુદી જાતના 'દરૂજો' થાય છે; અને તેઓના શેકારોને તેથી કેવી હરકત થશે તેની જરાએ દરકાર કર્યા વગર તેઓ આસપાસનાં જીવતાં માણસોમાંથી લોહી ચુસી પોતાની હૈયાતીમાં ઉમેરો કરે છે.

તેઓથી "હજરત" ભરનારાં અને બુતપરસ્ત લોકોને મદદ મલે છે. "હજરત" ભરવાનો જે રેવાજ કેટલાંક લોકોમાં છે, તેઓ સેહેલાઇથી બેફામ થાય એવાં એકાદ માણસને બેફામ કરે છે. એવા બેફામ માણસો, જેને ઈંગ્રેજીમાં "મીડીયમ્સ" કેહેવામાં આવે છે, તેઓ તરફ આવાં દરૂજો જાણી જોઇ તેમજ અજાણપણે ખેંચાય છે. એવાં માણસની આસપાસ જે તેનું કાલબુદ અથવા આકાશી રૂપ હોય છે તે કામમાં લઈ આ દરૂજો કોઈવાર તેઓને દેખાવ આપે છે, તે એટલાં સુધી કે, કેટલીક વાર તો ઇચ્છેલુ માણસ પોતેજ હોય એમ દેખાય છે "સ્પીરીચુયંલીસ્ટો" ને નામે ઓળખાતા બુતપરસ્ત ટોળા તરફથી બાહાર પડતી બાબદોથી આ સઘલી વાત સાબેત થયલી છે. જો કે દરેક રીતે આ દરૂજો ધારેલાંમાણસનો સાહયો ઓઢી કામ કરે છે તે છતાં તેનાં રવાનનું ખોખુ† તે કાંઇ તે ખુદ પોતે‡ નથી. જેમ આપણે એક ધુતારાંમાંથી ફુકતા હોઇએ તો તે અવાજ ધુતારાંનો નીકલેછે, પણ આપણે બોલતાં હોઇએ તેમ ખુદ આપણો આવાજ નીકલતો નથી; તેમજ એક માણસનું એવું શરિર જો બનાવટથી સજીવન કરીએ તો જીવતી હાલતમાં તે વિચાર દરશાવતો હતો તેવા વિચાર કદાચ તે દરશાવે તે છતાં, તે ખોખુ કાંઇ ખુદ નથી. તેઓના હેવાલમાં જે ફરક હોય છે તે સાબેત કરે છે કે તેઓની વાતો હમેશાં રવાનના ખાલી ખ્યાલની અથવા મનની હલકી વૃતીની ઉત્પતી માત્ર છે.

"હજરત" ભરતી વેલા મીડીયમ્સ મારફતે જે હસ્તી સાથે વેહેવાર પાડી શકાય છે તેમાં અકસમાતથી અને કવખતે મરણ પામેલાંઓનાં 'કાલબુત' પણ આવી શકે છે. એવી વેળા આ કમતાલે માણસોની અંધી

---

* Reason. † Soul-corpse. ‡ Entity.

ભુલી જવાયલી તૃષ્ણાઓ અને યાદદાસ્તો પાછી તાજી થાય છે, અને તેથી તેઓને દુ:ખ થાય છે. માત્ર ખાલી અજાયબી કે શોખ ખાતર તેઓની ઉંઘમાંથી એવી દુ:ખદાયક હસ્તીમાં તેઓને પાછું જાગૃત કરવું, એ બહુ ઘાતકી કામ છે: કારણ કે આ દુનિયાંના વિષઇ ભોગ માટે પાછું જીવવાની તેમની ઇચ્છા સચેત થાય છે. એટલા માટે 'હજરત' ભરવાનો બુતપરસ્ત રેવાજ જેમ બને તેમ જલદીથી બંધ પડવો જોઇએ, તેમજ તેને મલતા "પીર-સૈયદ" ને નામે ચાલતા "ઢોંગો," જેમાં થોડે કે ઘણે દરજજે ઉપલી દરૂજી હસ્તીને નવો ખોરાક મલતો રહે છે, તે પણ બંધ પડવા જોઇએ.

વળી જીવતાં માણસોને આપઘાત કરનારાં માણસો એક બીજી રીતે પણ નુકશાન કરતાં ગણાય છે. જે બુરી શક્તિઓ એવાં માણસોમાં બંધ પડેલી હોય છે, તે તેમનાં મરણ પામવા બાદ છુટી થઇ જાય છે, અને તે શક્તિઓ તેનાજ જેવાં નબલાં મનનાં માણસો તરફ ખેંચાઇ, તેઓના તેવા ગુણોને ઉસકેરવામાં મદદ કરે છે. આથી જો એક માણસ આપઘાત કરે તો અપઘાત કરવાને તૈયાર થયલાં એકાદ માણસને તે થોડાજ વખતમાં સાથે લેતો જાય છે. એવા બનાવો આપણા જોવામાં વારંવાર આવે છે. એક આપઘાત થયા પછી થોડા વખતને અંતરે બીજો બને છે અને ઉપરા ઉપરી એ પ્રમાણે વારેવાર બન્યા કરેછે. વળી જે જગાએ આપઘાત થાય તે જગા પણ જીવતાં માણસોમાં જેઓ નબલાં મનનાં હોય તેઓ માટે બહુ નુકશાન કરનાર ગણાય છે. મુંબઇના મેદાનમાંના કુવાઓ તેની અચુક સાબેતીઓ છે. જે કુવામાં એક આપઘાત થયો હોય તેમાંજ બીજો પણ થતો દેખાય છે.

**આપઘાતથી થતાં અને કવખતનાં બીજાં મરણો વચ્ચે તફાવત માલમ પડે છે.**

એ વિષે "પાથ" ચોપાંન્યામાં આવેલી એક બાબદ ઠીક અજવાલું પાડે છે. આ ઉતારો એક "ખાનની પત્ર" ઉપરથી કરવામાં આવ્યો છે, અને જે ઠેકાણેથી તે પત્ર મલ્યો છે તે સિવાય એ બાબદમાં બીજી કોઈ વધારે ચઢતી સતા હશે નહીં, એટલું કહી આપણ આગલ ચાલીશું:—

"આત્મા-બુધ્ધિ અને આપઘાત કરનારાંઓ વચ્ચેનો સંબંધ તદન છુટો હોતો નથી, તોપણ કુદરતી રીતે મોહોત આવવાનો વખત નજદીક આવે ત્યાં લગી તેઓ અને આત્મા-બુધ્ધ વચ્ચે મોટો અંતર રહે છે. અકસમાત બનાવોથી મરણ પામેલાંઓનાં ઉપલાં મુળતત્વ [ આત્મા-બુધ્ધ ] અને નીચલાં મુળતત્વ [ કામ-મનસ ] નું ખેંચાણ એક બીજાં

તરફ રહે છે; પણ આપઘાત કરી મરણ પામેલાંઓનાં સંબંધમાં તો ઉપલાં મુળતત્વો નિરાકર્ષણીક [ passive ] રહે છે. ભલાં અને નિર્દોષ રવાનોનાં નીચલાં મુળતત્વોનું આકર્ષણ ઉપલાં તરફ કદી અટકાવી-ન-શકાય એવી રીતે થાય છે: તેથી, જ્યાં સુધી વખત આવે ત્યાં સુધી, તેઓ ગમે એક સુખવાસી સ્વપ્નામાં આરામ લે, કે ગમે સ્વપ્ના વગરની ઉંડી નીંદ્રામાં પડે. અમર ઇનસાફ તરફ નીગાહ રાખી આ બાબદ ઉપર મનન કરશો તો એ વિષેનું વાસ્તવીકપણું તમો જોઇ શકશો.

"અકસમાત મોહોતે મરણ પામેલું માણુસ પોતાનાં મરણ માટે જવાબદાર નથી. એક બારગી જો તેનું મરણ એવી રીતે તેનાં કોઇ પુર્વ જન્મનાં કર્મને લીધે નીપજ્યું હોય, તેથી તે કર્મના કાનુન પ્રમાણે એક બદલો પણ હોય, તોપણ તે કામ, જે જન્મમાં એ બન્યું તે જન્મમાં, તેણે જાણી જોઈ કીધું નથી. જો તે વધુ વાર જીવ્યો હોત તો તેણે કદાચ તેનો બદલો બીજી વધારે અસરકારક રીતે મેલવ્યો હોત; અને હમણા પણ જ્યારે તેણે પોતાનું કરજ અદા કીધું છે, ત્યારે અદલ ઇનસાફના કાનુનની શિક્ષાથી તે છુટો થયો છે. અમેશાસ્પંદો, જેઓનો હાથ જીવતાં માણુસોને દોરવવાનાં કામમાં હોતો નથી તેઓ, હવે એવાં નીરાશરીત રવાન, જેને તેના ખાકી તત્વમાં પકકું થવા આગમચ જે દુનિયાં માટે તે તૈયાર હોતું નથી તે દુનિયાંમાં એકદમ [ અકસ્માત મરણથી ] કાઢી નાખવામાં આવે છે, તેનો બચાવ કરે છે.* **અમો જે કાંઈ જાણીએ છીએ તેજ કહીએ છીએ: કારણ કે તે અમોને જાતી અનુભવ મારફતે શીખવવામાં આવ્યું છે.** હા, એવો ભોગ, પછી તે ભલો હોય કે બુંડો, તે છેલ્લા ચુકાદાની ઘડી સુધી ઉંઘે છે, જે ઘડી તે બેહેસ્તી હાલતમાં જવા આગમચનો વખત છે કે જે વેલા છઠા-સાતમાં ( આત્મા-બુદ્ધિ ) અને ચોથા-પાંચમાં ( કામ-મનસ ) વચ્ચે જબરી તડફડ થાય છે. અને તે પછી પણ, જ્યારે આત્મા-બુદ્ધિ પોતાની સાથે પાંચમાં ( મનસ ) નો ભાગ ખેંચી આકાશી સમાધીમાં જાય છે, ત્યારે મનસમાં મીનોઈ અંશો ભાગ એટલો નબલો રહી જાય છે કે, તે બેહેસ્તમાં જન્મ લેવા ( એટલે બેહેસ્તની હાલતે પોંહોચવા ) લાયક હોતો નથી. એવી વખતે તે, કોઇ અકસ્માતનો ભોગ થઈ પડેલું હોય કે ન હોય તોપણ, પોતાનાં કર્મથી

* "વદીદાદની". ૧૯ મી પરગર્દ—ફકરા ૨૯, ૩૧, ૩૨, ૩૪, ઈત્યાદી,—જેમાં મીથ્ર ( મેહેર ), વોહુમનો ( બહુમન ), નેરીયોસંગ, તેમજ બીજે ઠેકાણે સરોશ, રામ, રસને અને આસ્તાદ, વેગેરેને પણ જણાવામાં આવ્યાછે.

બનેલાં નવાં શરિરનો ઝભો પેહેરે છે, અને બાકી હસ્તી ભોગવવા માટે પૃથ્વીપર દાખલ થાય છે. આ પ્રમાણે તમો જોશો કે 'સીયાંસ-રૂમ' (અથવા હાજરાત ભરવાના ઓરડા ).માં આપઘાત કરનારાં અને ખાલી 'કાલબુતો' શિવાય બીજો કોઈ પણ 'આત્મા' ખેંચાય એ બનવા જોગ નથી.

"હવે જે માણસોને તેઓનાં બુરાં કર્તુકના ભોગ થઈ પડવા છતાં 'આપઘાત' કરનારાંઓના વર્ગમાં ગણવામાં આવે છે, તે ઉપર આવીએ.

"અમારાં નાકેશ મત પ્રમાણે આપઘાત કરનારાં અને જેઓ પોતાનાં બુરાં કર્તુકોને લીધે કવખતના મરણના ભોગ થઈ પડ્યાં હોય તેઓ વચ્ચે મોટો તફાવત રહે છે. અમો, જેઓ આ બાબદમાં જીંદગીનો વીમો ઉતારનારી કોઈ એક મંડળીની નજરથી જોતા નથી તેઓ, કહીએ છીએ કે એવી બદીમાં ઘણાં થોડાં માણસો ગીરફતાર થાય છે, કે જેઓને એવું લાગતું હોય કે તેઓ જે રીતે જીંદગી ગુજારે છે તે રીતથી તેઓ પોતાનાં મરણ કવખતે આણશે. સ્વપ્ન સમાન જીંદગીને ખરી માનવાની શિક્ષા એવી છે. તેઓનાં બુરાં કર્તુકોની શિક્ષાથી તેઓ છુટશે તો નહીંજ, પણ તેઓને જે શિક્ષા થશે તે તેઓની બદીના કારણો માટે, અને નહીં કે તેની અસરો માટે: કે જે અસરો અવશ્ય કરીને હજી બનવાની હોય, કે શું બનશે તે જણાયલી પણ હોતી નથી . . . એ સર્વમાં સઘલો આધાર હેતુ ઉપર છે; અને માનવીને જે સજા થાય છે તે તેના ખરા જોખમ અથવા જવાબદારી માટે, નહીં કે કોઇ બીજા કારણ માટે.

"જેઓ કવખતના મોહોતના ભોગ થઈ પડે છે તેઓનાં સંબંધમાં તો તેઓનાં મોહોતની ઘડી અકસ્માતથી આવી લાગે છે; પણ જેઓ આપઘાત કરી મરણ પામે છે તેઓ તો પોતાને હાથેજ પોતાનું મોહોત લાવે છે, અને તેનાં તુરતનાં પરિણામો શું આવશે તે વિષે જાણવા છતાં જાણી જોઈ તે તેમ કરવાની હિમ્મત કરે છે. જે માણસ પોતાનું મરણ 'થોડી વારના દેવાના પણાંથી' લાવે છે તે ખરેખર આપઘાત કેહેવાય નહી, કે જે ઘણી વાર કોઈ જીંદગીનો વીમો ઉતારનારી મંડળીને દલગીર થવાનું અને ઘણી વાર પંચાતીમાં પડવાનું મૂળ થઈ પડે; તેમજ અચીશતેમ હાલતમાં જે લાલચો આપણી ઉપર ગલબો કરે છે તેનો શેકાર પણ તે થતો નથી, પણ બીજા ભોગોની માફક તે ઉંઘમાં પડે છે."

## દુઃખ—માણસ જાતનો એક શિક્ષક.

આ પ્રમાણે આપણે આગલ જોયું છે કે, જાંણી જોઇ કવખતે મોહોત લાવ્યાથી અથવા આપઘાત કર્યાથી માણસ દુઃખથી મુક્ત થઇ

શકતું નથી: ઔર તે પોતાની પીડા વધારે છે. ત્યારે દુ:ખમાંથી મુક્ત થવાનો ઉપાય શો? પેહેલાંતો તપાસવું જોઇએ કે દુ:ખ શું છે? દુ:ખનું મુળ મનમાં છે: તે ખ્યાલથી માની લીધેલું, દેખઇતું કે ખરેખરૂં હોય. કોઇ ખ્યાલથી માની લીધેલું કે દેખઇતું હશે તો તે કેટલીક કોશેશથી મટી શકશે પણ દુ:ખ ખરેખરૂં હશે તો તે માટે લગાર વધારે ધીરજથી કામ કરવું પડશે. દુ:ખ એ એક અસર છે, અને જે અસર હોય તેને કારણ પણ હોય. આ કારણ દેખીતું હોય કે અનદીઠ હોય—તે આપણને યાદ હોય કે ન પણ હોય—તોપણ તે ઘણું કરી આપણાં પોતાનાં અજ્ઞાનપણાંથી થયલું આપણી કરણીનું ફળ છે. કેટલીકવાર એવા બનાવોનો દોષ જે ઇશ્વરને ગળે ઓલવવામાં આવે છે તે મોટી ભુલ છે. હવે જો દુ:ખ આ જન્મમાં કે કોઇ જન્મમાં થયલાં કર્મનું ફળ હોય તો તે કરણીની માઠી અસર બળી જાય છે, અને તેથી મળતો અનુભવ આપણને કાંઇ નવો ધડો શીખવે છે; પણ જો તે અધટીત હોય અને આપણી કરણીનું ફળ ન હોય, તો તે એક કારણ થયું, અને તે કારણ ભવિષમાં તેની અસર લાવ્યા વગર કદી પણ રેહેવાનું નથીજ: જે અસર તે સુખ છે. તે સુખજ કાંય અને દુ:ખ કાંય નહીં? કુદરતનાં નિયમમાં સુખનો પ્રત્યાઘાત દુ:ખ અને દુ:ખનો પ્રત્યાઘાત સુખ છે. આ મુજબ ધીમે ધીમે સુખ દુ:ખનો અનુભવ મેલવી માણસ આગલ વધે છે. જે જ્ઞાન અથવા અનુભવ સેંકડો પુસ્તકો વાંચ્યાથી ન મળે તે કદાચ થોડાં પોતાની મેળે પડતાં દુ:ખમાં મલી શકે. ચોપડીથી મળેલું જ્ઞાન માત્ર અનુમાન રૂપ છે, પણ અંગીત મળેલો ધડો અનુભવીક હોય છે. તેટલા માટે પશ્ચિમ તરફનો એક લખનાર દુ:ખની તારીફમાં નીચલી કવિતા ગાય છે:—

The ministry of PAIN if rightly learned
 Will be not torture but sweet peace to thee.
Through her thy highest joys will come—
 And PATIENCE, sweet, most lovely guest
Will make her home with thee forevermore.

With calm serene eyes then wilt thou see
 That all which in the melody of life
Seemed but perplexed music,
 Through Pain has wrought its meaning clear.

So perfect harmonies will feel thy soul—
And thou be blest through Pain forevermore.

M. S. LLOYD.

ત્યારે કોઈ એવો પણ સવાલ ઉઠાવશે કે, હાથે કરી દુઃખ લાવીએ તો કેમ? પોતાને હાથે પોતાનું દુઃખ લાવવું એ મનનો સ્વભાવજ નથી, તો જો કે ખરૂં સુખ શું છે તે જાણ્યા વગર ખાકી અને ફાની સુખ શોધતાં મન દુઃખને આધીન થાય છે. તોપણ જો કોઇ જાણી જોઇ પોતાને હાથેજ પોતાનું દુઃખ લાવે તો તે મનનાં સંબંધમાં અપઘાત કીધા બરાબરંજ ગણાય. આપણને જે ફરજ બજાવવાની છે તે શરીર, મન અને રવાનને એક સરખી રીતે તાલીમ આપી બજાવવાની છે. એકને ભોગે બીજાને આગલ વધારવું એ એક યા બીજે રૂપે દુઃખને વધારવા જેવુંજ છે—જેમ આપણે હાલ કરીએ છીએ. ત્યારે જે દુઃખમાંથી આપણુ છુટવા માંગતાં હોઈએ તેમાં પાછાં જઈ પડાય છે: કારણ કે તે કામથી ગોયા આપણુ કુદરતના કાયદાની સામે થતાં હોઇએ એમ લાગે છે અને તેની સજા તરીકે દુઃખ પાછું આવી ભેટે છે.

ત્યારે એવાં દુઃખોમાંથી બચવાનો, તેમજ અપઘાત અટકાવવાનો, સઘલો આધાર **મન** ઉપર આવી પડે છે. તેમાં પડતી છાપો ખાકી જગતને લગતી હોય, તો ખાકી છાપોથી ગદલું થવાને લીધે, તે નબલું થાય છે; અને તે સાથે તૃષ્ણા અને ઇચ્છાઓ વધવાથી, તેઓને તૃપ્ત કરવાનાં સાધનો પુરતાં હોતાં નથી તો માણસ પોતાને દુઃખી સમજે છે; અને મન વધારે ને વધારે નબલું થવાથી તે પોતાને હાથેજ પોતાનો અંત લાવવાને તત્પર થાય છે. પણ જો મનને હરદમ તપાસતાં રહીએ—એટલે તેમાં પડતી છાપો (વીચારો) શુધ્ધ, મીનોઇ અને પ્રકાશીત હોય—તો તે વધારે જોરાવર બનતું જાય છે. વધારે જોરાવર બનતું જાય છે: એટલે તે વધારે ઉંચી જાતનું મીનોઇ જ્ઞાન સંપાદન કરવાને લાયક થાય છે; અને ખરાં સુખ—અમ્મર સુખ—વિષે જુદોજ વિચાર ધરાવવાને લીધે, એવું મન ધરાવનાર આ ફાની સુખ અને દુઃખની કસી દરકાર પણ કરતો નથી—ગમે તેવાં સુખ કે દુઃખમાં અપઘાત કરવાનો તેને કદી ખયાલ પણ આવતો નથી, અને તે **હમેશાં સંતોષમાંજ રહે છે, જે મોટું સુખ છે!**

મુંબઈ:—"તત્વવિવેચક" પ્રેસ.—૧૮૯૬.



# થિઓસોફીકલ સોસાયટી.

सत्यात् नास्ति परो धर्मः ।

" સત્યથી વધારે ઉંચો કોઈ ધર્મ નથી."

તા૦ ૧૭ મી નવેમ્બર ૧૮૭૫ ને દીવસે અમેરીકાના ન્યુ યોર્ક શેહરમાં થિઓસોફીકલ સોસાયટીની સ્થાપના થઇ હતી. તેના પરઠાવનારાં એવી વકી રાખતાં હતાં કે, ધર્મ અને વિદ્યા એ બેઉના લાભ સંસ્કૃત, પાલી, જંદ, અને એવીજ બીજી ભાષાઓનાં પ્રાચીન લખાણોને તાજાં કર્યાથી વધશે, કે જે ભાષાઓમાં અસલના દાનવો અને સાલેકોએ માણુસ જાતના ઉપયોગ માટે માણુસ અને કુદરત વિષે સચાઇનો બેમૂળ ખજાનો સંગ્રી રાખ્યો છે. આ મંડળી ધર્મને લગતી હોવા છતાં કોઈ પણ ધર્મ તરફથી કે તેનાં સંબંધમાં રહીને કામ કરતી નથી. તે સર્વ ધર્મોથી વેગલી છે, તો જોકે તેનું કામ સર્વ ધર્મોના સચાઈ જાણવાની ખાહેશ રાખનારા કાબેલ અભ્યાસીઓ, પંડીતો, અને શાસ્ત્રીઓથી, એકદીલીથી કરવામાં આવે છે. આ મંડળીની નેમ એછે કેઃ—

૧ લી—જાત, ન્યાત, ધર્મ, રંગ, વર્ણ, વગેરેનો તફાવત રાખ્યા વગર જગતમાં માણુસજાત વચ્ચે ભ્રાતૃભાવ વધારવો.

૨ જી—આર્યન અને પૂર્વ તરફના દેશોના ભણુતર, ધર્મપુસ્તકો, અને વિદ્યાઓનો અભ્યાસ વધારવો.

૩ જી—કુદરત અને માણુસમાં ગુપ્ત પડેલી આત્મશક્તિઓ વિષે ખોળ કરવી, જે મંડળીના મેમ્બરોનો એક ભાગ બજા લાવે છે.

સામેલ થતી વેળા કોઈ પણુ મેમ્બરનું ધર્મ સંબંધી મત પુછવામાં આવતું નથી, તેમજ તેને બીજા મેમ્બરોનાં શું મત છે તે પુછવા દેવામાં આવતું નથી.

દરેક મેમ્બરે મંડળીમાં દાખલ થયા આગમચ આટલું કબુલ કરવું જોઇએ કે, જેમ તેના વિચારોની ખામી બીજાઓ સાંખે એવું તે ઇચ્છે, તેમ બીજાઓના વિચારોની ખામી તેને પણુ સાંખી જવી જોઇએ.

**ચોપાન્યાંઓ**—લુસીફર, થિઓસોફીસ્ટ, થીઓસોફીક ગ્લીનર, થીંકર બુદ્ધીસ્ટ, પ્રશ્નોતર, વાહાન, ઇત્યાદી ચોપાન્યાંઓ મંડળીની જુદી જુદી શાખાઓ તરફથી નીકળે છે.

મુંબઈની શાખા—બ્લાવાટસ્કી લાજ, હોર્નબી, રો કોટ.